સ્વરાજ્ય મારો જન્મસિદ્ધ હક્ક છે,
અને તે મને મળવું જ જોઇએ.

# લો૦ મા૦ તિલકનો સંદેશો.

The national work which faces us to day is so great, extensive and urgent that you all must work together with zeal and courage that I may have been able to show. Our Motherland calls every one of us to be up and doing. And I do not think that Her sons will disregard this call. However I feel it my duty to beg of you to respond to this call of our Motherland and banishing all differences from your minds strive to become the embodiments of national ideals. Here there is no room for rivalry, jealousy, or fear. God will help us in the fruition of our efforts, and if not by us, it is certain that the fruit will be gathered by the next generation."

LOKMANYA TILAK'S MESSAGE.

રાષ્ટ્રોદ્ધારનું સાંપ્રત સમયે આપણી સમક્ષ ખડું થયેલું કાર્ય એટલું બધું મોટું, વિસ્તૃત અને તાકીદનું છે કે તમારે સઘળાઓએ હું બતાવવા સમર્થ થઇ શક્યો હઇશ તે કરતાં વિશેષ આતુરતા અને હિમ્મતથી એકત્ર થઇને કાર્ય કરવા મંડવું જોઇશે. આપણી માતૃભૂમિ આપણને જાગૃત થવા અને કાર્યમાં લાગવા નિમંત્રણ કરે

છે. અને તેના પુત્રો તેના આ નિમંત્રણની ઉપેક્ષા કરશે, એમ હું ધારતો નથી. છતાં આજે તમને આપણી માતૃભૂમિના આ નિમંત્રણને માન આપવાને કહેવું એ મારી ફરજ છે એમ લાગે છે; તમારે તે માટે તમારા મનમાંથી સઘળા મતભેદોનો બહિષ્કાર કરવો અને રાષ્ટ્રીય ઉચ્ચ આશયોને મૂર્તિમંત કરવાનો પ્રયાસ આદરવો. આમાં પ્રતિસ્પર્ધા, ઈર્ષ્યા કે ભયને અવકાશ નથી. આપણા પ્રયાસોનું ફળ આપણે મેળવીએ એમાં પ્રભુ સહાયતા આપશે. અને જો કદાચ આપણે તે નહિ મેળવી શકીએ તો એ ખચિતજ છે કે હવે પછીના જમાનાની પ્રજા તો તે ફળ મેળવશે. ”

“ લોકમાન્ય તિલક. ”

---

“ તિલકના મૃત્યુથી જાતીય હાનિ થઇ છે એવું આપણ સર્વને લાગે છે, જે ધીરજથી તે પોતાના દેશ માટે લડયો તેજ ધીરજથી મૃત્યુ સામે યુદ્ધ કરતાં તેનું મૃત્યુ થયું છે તેણે ઇતિહાસમાં પોતાનું નામ સંસ્મરણીય કર્યું છે. ”

સર નારાયણ ચંદાવર્કર.

“ તિલકનો રાજકીય મહિમાનો દરોડો ઘણો ભારે હતો; કોઇ પણ દેશના રાજકીય ચળવળના ઇતિહાસમાં તેની જોડ આપણને મળશે નહીં. ”

ધી ટાઇમ્સ ઓફ ઇન્ડિયા.

# લોકમાન્ય બાલગંગાધર તિલકનું

# સંક્ષિપ્ત જીવનચરિત્ર.

---

અદ્ભુત વીદ્વત્તા અને સમજ શક્તિ ધરાવનાર આ જીવન-ચરિત્રના નાયક જો કોઇ જુદાજ જમાનામાં, કોઇ જુદાજ દેશમાં જન્મ્યા હોત તો તેમણે એ દેશને—એ ભુમીને પોતાના જ્ઞાન ભંડારથી અમર કીર્તી અર્પી હોત, પણ દેવતાઓએ એ મહાન વ્યક્તીનું ભાવી તદન જુદીજ દીશામાં ઘડયું. જ્ઞાનની શોધ માટે નીર્માણ થએલાં જીવનને વીધાતાએ રાજ્ય પ્રકરણમાં હોમાવ્યું. પરીણામે પોતાના દેશનો ઉધ્ધાર કરવા ઇચ્છનારા રાજયદ્વારીઓની જે દશા થાય છે તે તેમની પણ થઇ. તેમણે પોતાના જીવનમાં જેટલી આ-ફતો-જહેમતો-મુશ્કેલીઓ વેઠી છે તેટલી બીજી કોઇ પણ આ દેશની વ્યક્તીએ વેઠી હોય એમ જાણવામાં નથી. પોતાના હૃદયના ઉદ્-ગારોને માન આપી ભાવીના દોર્યા તેઓ અનેક વીટંબણાઓથી એક પળ માટે પણ ન ખેંચાતા નીર્ભીત માર્ગપર ધસ્યે ગયા છે. અર-સપરસ સખ્ત વીરોધ દર્શાવનારી લાગણીઓ ઉત્પન્ન કરે તેવો આધુ-નીક હીંદી રાજદ્વારી પ્રકરણમાં મી૦ તિલક જેવો કોઇ પણ આસામી નથી. તેમનાજ પક્ષના લોકોને એ દેવ સમાન લાગ્યા છે. તેથી તેઓ તેમના કહ્યા પ્રમાણે કરવામાંજ પોતાના જીવનને સાર્થક થયો માને છે. તેમના રાજ્યદ્વારી મતોથી તદન ભીન્ન અભીપ્રાયો ધરા-વનાર હીંદીઓને તેઓ પોતાની ઉત્તમ શક્તીઓ અયોગ્ય માર્ગે વાપરતા જણાય છે.

## જન્મ અને બાલ્યાવસ્થા.

ઇ. સ ૧૮૫૭ ના નિષ્ફળ પ્રયત્ન પછી અંગ્રેજોની સત્તા આ દેશમાં ઠીક જામી ગઇ, કેમકે કુસંપને લીધે દેશનું શારિરીક બળ છિન્ન ભિન્ન થયું હતું. શારિરીક બળના આ યુદ્ધમાં દેશ હાર્યો પણ હિંદી રાષ્ટ્ર અને હિંદી સંસ્કૃતિ અંગ્રેજોને વશ થઇ નથી, થનાર નથી, એનું હિંદી લોકોને તેમજ અંગ્રેજ સરકારને અખંડ સ્મરણ અને ખાતરી રખાવનાર તેમજ ખાતરી આપનાર, હિન્દી રાષ્ટ્ર જાગૃતિના જનક, આ જનતાનો તાજ વગરનો બાદશાહ, પ્રજાનો પિતા, અન્યાયનો વેરી, સ્વરાજ્યનો મંત્રદાતા, હિંદ માતાનો મ્હોટામાં મ્હોટો સપૂત, અને મહારાષ્ટ્રનો દેવ, લોકમાન્ય બાળગંગાધર તિલક નો જન્મ ૧૮૫૬ ના જુલાઇની ૨૩ મી તારિખે રત્નાગીરીમાં થયો હતો. તેમના પિતા ગંગાધર રામચંદ્ર એક મ્હોટા વૈય્યાકરણી અને વિદ્વાન્ હતા. વિદ્વાન, ન્યાયી અને કાર્યદક્ષ હોઇ, તે પ્રદેશના રહેવાશીઓમાં તે બહુ સારૂં માન ધરાવતા હતા.

તેમના બાપદાદાઓએ મરાઠા ઇતિહાસમાં નામ કહાડયું હતું. તેઓ રત્નાગીરીમાં મદદનીશ શીક્ષક તરીકે અને થાણા તથા પુનાના ડેપ્યુટી એડયુકેશનલ ઇન્સપેકટર તરીકે કામ કરતા હતા. બાળ ગંગાધર તિલકમાં શીક્ષણ કળા તથા ગણીત શાસ્ત્રનો જે પ્રેમ સર્વેને જણાયો હતો એ તેમના પીતાનો વારસો હતો એમ કહેશું તો ખોટું નહીં ગણાય. મી૦ ગંગાધર રામચંદરે ૧૮૭૨ માં દેહ મુકયો અને ૧૬ વર્ષની ઉમરના બાળ ગંગાધરે એક પીતાનું જરૂરી વાત્સલ્ય હંમેશને માટે ખોયું.

## કોલેજમાં અભ્યાસ અને તે પછી પ્રવેશ પરીક્ષા.

એનટ્રન્સ એકઝામીશન પસાર કરી તેમણે પુનાની સુપ્રસિદ્ધ

ડક્કન કૉલેજમાં અભ્યાસ શરૂ કર્યો ૧૮૭૬ માં ગણિત ગંગાધર ઓનર્સ-માન સહીત ગ્રેજ્યુએટ થયા. આ પછી તેમણે કાયદાનો અભ્યાસ કરી ૧૮૭૯ માં એલ, એલ. બી. ની ડીગ્રી મેળવી.

## તિલકનું મિત્રમંડળ

જે કેળવણીને લીધે અંગ્રેજો જીત મેળવી શક્યા તે કેળવણી લઇને તેમની સાથે લડવાનો વિચાર રાખનાર ઘણી વ્યક્તિઓમાં તિલક અગ્રેસર નીવડયા. જાહેર જીવનમાં એમના સાથી અને ગુરૂ વિષ્ણુશાસ્ત્રી ચિપળુણકર અંગ્રેજી સાહિત્યને 'વાઘણનું દૂધ' કહેતા. એનું પાન કરીને રાજ્યકર્તા સાથે પ્રજાહિતને માટે એમણે લડવાનો નિશ્ચય કર્યો. સત્તાવન સાલના અનુભવથી એટલું નક્કી થયું હતું કે પ્રજાશરીર દુર્બળ બન્યું છે. તેને સબળ કરવાનો, લોકજાગૃતિ કરવાનો એકમાત્ર ઉપાય એ રાષ્ટ્રીય કેળવણી છે, એ નિર્ણય નાનપણમાંજ તિલકે ચિપળુણકર, નામજોશી, આગરકર, વગેરે પોતાના મિત્રો સાથે કરેલો. વિષ્ણુશાસ્ત્રી સ્વાભિમાનની મૂર્તિ હતા; સ્વધર્મ, સ્વદેશ અને સ્વભાષા વિષે એમને અત્યંત આદર અને અભિમાન હતાં. તેથીજ સરકારી નોકરી છોડી લોકશિક્ષણના કાર્યમાં તેમણે પોતાનું જીવન અર્પણ કર્યું હતું. દેશમાં તેજસ્વી કેળવણીનો પ્રચાર થાય, લોકોને નિર્દોષ સાહિત્ય વાંચવા મળી જાય, દેશના, હિતના પ્રશ્નોની ચર્ચા થાય એટલુંજ નહિ પણ લોકોની અભિરુચી ધર્મને હાનિકર ન થાય એ ઉદ્દેશથી 'ન્યુ ઇંગ્લીશ સ્કૂલ' નામની શાળા 'નવીન કિતાબખાના' નામની પુસ્તકોની દુકાન 'નિબંધમાલા' નામનું એક તેજસ્વી માસિક અને 'ચિત્રશાળા' નામનું પૌરાણિક અને હિંદુ જીવન વિષેનાં ચિત્રો છાપવા માટે એક કલાગૃહ, એટલાં વિષ્ણુશાસ્ત્રીએ સ્થાપન કર્યાં.

આગરકર એટલાજ દેશાભિમાની હતા પણ તેમનું વલણ અંગ્રેજી સાહિત્ય તરફ વધારે હોવાથી સુંસારસુધારા કરવાની એમની વૃત્તિ તીવ્ર હતી. નામજોશી અત્યંત વ્યવહારચતુર અને કાર્યદક્ષ માણસ હતા. આ લોકોએ લોકશિક્ષણનું કાર્ય શરૂ કર્યું. તિલક 'ન્યુ ઇંગ્લીશ સ્કૂલ'માં ગણિત શીખવતા. પછી આ મિત્રમંડળે એક કોલેજ સ્થાપન કરી, જેનું નામ 'મહારાષ્ટ્ર કોલેજ' રાખવાનો પ્રથમ વિચાર હતો પણ પછી તેને 'ફર્ગ્યુસન કોલેજ' નામ આપવામાં આવ્યું. સાથે સાથે તિલક એક 'લો ક્લાસ' પણ ચલાવતા. દેશભકતોનું આ યુવકમંડળ દેશના બધા પ્રશ્નો ઉપર ચર્ચા કરતું, પણ રાષ્ટ્રીય શિક્ષણનું કામ હાથમાં લીધા પછી બનતાં સુધી બીજી પ્રવૃત્તિમાં ન પડવું જોઇએ એ વૃત્તિ તિલકની હતી. વિદ્યાર્થી જીવનમાં એમની અધ્યયનની એકાગ્રતા અને અધ્યાપનની એમની રૂચિ અને કળા જોતાં એ વૃત્તિ અત્યંત સ્વાભાવિક હતી. અને એજ કારણસર 'ડક્કન સોસાયટી' 'જેસ્યુઇટ' સંસ્થાની પેઠે ચલાવવી અને તેની અંદર કામ કરનાર વ્યક્તિઓએ પોતાનું સર્વસ્વ સંસ્થાનેજ અર્પણ કરવું એ આદર્શને વિષે એમનો ભારે આગ્રહ રહેતો. આગરકર એ વિચાર સાથે સંમત થઇ શકયા નહિ. મતભેદ વધ્યો અને તિલકે 'ફર્ગ્યુસન કોલેજ' છોડી. જન્મસિદ્ધ અધ્યાપકના જીવનમાં અલૌકિક પરિવર્તન થયું અને લોકશિક્ષણનું વ્યાપક કાર્ય હાથમાં લઇને તેઓ લોકમાન્ય થયા.

## 'કેસરી' અને 'મરાઠા.'

તિલક અને તેમના મીત્રો—જેઓને 'મરાઠા પાન્ડવો' તરીકે પીછાનવામાં આવે છે તેઓએ 'કેસરી' અને 'મરાઠા' એ પત્રો ચાલુ કર્યા. તેઓને છાપવાનું મી૦ ચીપલંકરે સ્થાપેલા આર્યભુષણ પ્રેસમાં શરૂ કરવામાં આવ્યું

આ બે પત્રોદ્વારા, સંસારસુધારા વિષે અને હિંદુ સમાજ વ્યવસ્થામાં સરકારને ક્યાં સુધી માથું મારવા દેવું એ વિષે અનેક વર્ષો સુધી ચર્ચા કરીને તિલકે મહારાષ્ટ્રને બારેમાં બારે કેળવણી આપી. શિવાજી મહારાજના વંશજ કોલ્હાપુરના મહારાજને ગાંડા ઠરાવીને મદ્રાસ મોકલવામાં આવ્યા ત્યારે આ દેશાભિમાની નવયુવકોનો પ્રકોપ ભભુકી ઉઠયો. તેમણે કેસરીમાં એ પ્રકરણોમાં ઉંડા ઉતરીને લખાણો લખ્યાં. અને શીવાજીરાવ મહારાજા તરફ દાખવવામાં આવેલી વર્તણુંક બાબે તેઓએ કોલાહપુરના કારભારીની સખ્ત ઝાટકણી કહાડી. પત્રોપર એ સંબંધમાં ફરીયાદી માંડવામાં આવી. બદનક્ષીનો કેસ પુરોથાય તે પહેલાં મી૦ ચીપળુણકર ૩૨ વર્ષની ઉમ્મરે ગુજરી ગયા.

## ૪ મહીનાની સાદી કેદ.

કારભારીની બદનક્ષી કરવાના કેસનો ચુકાદો જાહેર થતાં મી૦ તિલક અને મી૦ આગરકરને આરોપી ગણી ચાર મહીનાની સાદી કેદની સજા કરવામાં આવી, મી૦ તિલક સામે મંડાએલી ફરીયાદીઓમાંની એ પહેલીજ હતી.

તુરંગમાંથી આવ્યા પછી તિલકે પોતાનો સઘળો જીવ કેસરીમાં પરોવ્યો. મરાઠી ભાષા ઘડીને એને સમૃદ્ધ બનાવવી, આધુનિક જમાનાના બધા વિચારો અને રાજકીય સિદ્ધાન્તો મરાઠી ભાષાદ્વારા જનસમુદાયને સમજાવવા, લોકલાગણીની બધી છટાઓ તેમાં વ્યક્ત કરવી અને રાષ્ટ્રીય જાગૃતિનો પ્રાણ ભાષામાં ઉત્પન્ન કરવો એ ઉદ્દેશથી દર અઠવાડિએ તેમણે લખવા માંડયું. કેસરીએ રાજકીય મહારાષ્ટ્ર ઘડ્યું છે એમ કોઇ કહે તો તે અયોગ્ય ન ગણાય. કેસરીની

ભાષા આડંબર વિનાની, સીધી અને પ્રૌઢ હોય છે. તેનું લખાણ વિષયનો પરિપૂર્ણ કાબુ બતાવનારૂ મુદ્દાસર અને જુસ્સાદાર હોય છે. કેસરી જ્યારે કોઇ પ્રતિપક્ષીના સામે અખાડામા ઉતરે છે ત્યારે તેની ભાષા સોળે કળાએ પ્રકાશે છે જુસ્સા સાથે કટુતા અથવા ઝેર નથી હોતું એમ નહિ પણ તેમાંયે ગંભીર્ય સંપૂર્ણ જાળવેલું હોય છે. પ્રતિપક્ષીનો પરાજય કરવા માટે કેસરી જે ઝેર વાપરે છે તે ઘણા લોકોની સૌમ્ય અભિરૂચિને ભારે પડતું લાગે છે અને તિલકની ભાષામાં વિનય નથી હોતો, આદર નથી હોતો એવી ટીકા ઘણાએ કરી છે, તિલકનો જવાબ એકજ રહેતો, 'લડવૈયો બીજું કરીજ ન શકે. જો મારે નિવૃત્તિમાંજ સમય ગાળવા હોત તો હું બધી જાતની ઉદારતા બતાવત; પણ જેને કાર્ય કરવું છે તેણે તો પ્રસંગોપાત પ્રખર થવુંજ જોઇએ.' કેસરીના જેટલું વ્યવસ્થિત પ્રતિષ્ઠિત અને લોકપ્રિય વર્તમાનપત્ર હિંદુસ્થાનમાં બીજું ભાગ્યેજ હશે. મહારાષ્ટ્રનું જાહેરજીવન, હિંદુસ્થાનની જાગૃતિ, એશિયાની ભવિતવ્યતા, યુરોપનું રાજકરણ અને દુનિયાની પ્રગતિ વિષે કેસરીમાં હમેશાં વિદ્વતા અને માહિતીથી ભરેલા પ્રૌઢ લેખો આવે છે. કેસરી અત્યંત નિયમિત છાપું છે. એની બધી ગોઠવણ અને વ્યવસ્થા તિલકે જાતે કરી છે. આજે કેશરીનો પ્રસાર ૪૦ હજારનો છે એમ કહેવાય છે. દુનિયામાં જ્યાં જ્યાં મરાઠી ભાષા બોલાય છે અથવા વંચાય છે ત્યાં ત્યાં કેસરી પહોંચે છે.

૧૮૮૯ માં કેટલીક સામાજીક અને ધાર્મિક બાબતોમાં મતભેદ પડતાં મી૦ આગરકરે 'કેસરી' પત્ર સાથેનો સંબંધ છોડી દીધો. આથી બે પત્રો મી૦ તિલક, મી૦ કેલકર અને મી૦ એચ. એન. ગોખલેના હાથમાં રહ્યાં પ્રો૦ કેલકર પણ એ પત્રો સાથે વધુ વખત

સંબંધ ન નીભાવી શક્યા હોવાથી મી૦ તિલક એકલા બેઉ પત્રોના અધીપતી થયા. પાછળ થએલી અમુક ગોઠવણ મુજબ કેસરી અને મરાઠાના મી૦ તિલક માલેક અને આર્યભુશણ પ્રેસના મેસર્સ કેલ-કર અને ગોખલે માલેકો બન્યા.

## જાહેર જીવન.

પણ કેસરી એજ તિલક મહારાજનું કાર્યક્ષેત્ર નહતું એક તરફ સરકાર સામે અને બીજી તરફ સંસારસુધારાવાળાઓ સામે એમને લડવું પડતું. તિલક કોઇ દિવસ પુરાણપ્રિય ન હતા. ઘણા સંસારસુધારાઓ તેમને અગત્યના લાગતા; છતાં તેમણે સુધારાઓનો વિરોધ કર્યો અને તેથી ગેરસમજ ઉત્પન્ન થઇ. ઘણા લોકો એમને કુધારક માનવા લાગ્યા. તેમની માન્યતા એવી હતી કે સંસારસુધારા એ હમેશનું કામ છે અને તે ધીમે ધીમે થવું જોઇએ. ખાસ કરીને જ્યારે વિદેશી રાજ્ય હેઠળ પ્રજા આત્મવિશ્વાસ ખોઈ બેસે છે અને જ્યારે પરધર્મિ પાદરીઓના આપણી સંસ્કૃતિ ઉપર દિનરાત પ્રહારો ચાલૂ છે ત્યારે સમાજને સ્વાભિમાનશૂન્ય અને હતોત્સાહ બનાવવો એ ભૂલ છે. વળી સંસારસુધારાની પાછળ પડીશું તો શિક્ષિત અને અશિક્ષિત વચ્ચે અંતરાય આવશે, તડ પડશે, અને રાજ્યપ્રકરણમાં આપણે વધારે નિર્બળ થઇશું. માટે સમાજ ઉપર હુમલા કરીને નહિ પણ ધીમે ધીમે સમાજને વશ કરીને જેટલા સુધારા થઈ શકે તે કરવા ઘટે. સરકારની જોડે તો તેની શક્તિથી અંજાઇ જઇને આપણે નરમ બનીએ છીએ તો પછી શ્રદ્ધા અને આદરપૂર્વક સમાજ સામે પણ આપણે કેમ નરમ ન બનીએ? આવા વિચારોને લીધે તેઓ કેસરીમાં બનતા સુધી સંસારસુધારાનો પ્રશ્ન છેડતાજ નહિ.

આ અરસામાં લગ્ન વખતે હીંદુ છોકરીઓની ઉમર અમુક હદ સુધીનીજ હોવી એ એમ દર્શાવનાર ખરડો 'સંમતિવય' નામનું બીલ ધારાસભામાં આવ્યું. આ બીલ સામે મી૦ તિલકે વીરોધ જાહેર કર્યો. એ ખરડો જે સીદ્ધાંતોપર આધાર રાખી રચવામાં આવ્યો હતો તેથી મી૦ તિલક વીરૂદ્ધ નહોતા, પરન્તુ તેમનું કહેવું એ હતું કે અંગ્રેજ લોકો પારકા છે. એ જાણીજોઇને આપણી સાંસારિક બાબતોમાં વચ્ચે પડતા નથી. ભલે તે ઉદાસીનતાનું યે પણ ધાર્મિક અને સામાજિક બાબતોમાં આપણને સ્વરાજ્ય છે, એ શા માટે આપણે હાથે કરીને ખોવું? આપણે જો આપણેજ હાથે સરકારને આપણા ઘરની અંદર પ્રવેશ કરવા દઇશું તો આપણાં સ્વમાન અને સ્વાતંત્ર્ય ઘટશે અને આપણે વધારે દુર્બળ તેમજ પરાધીન બનીશું.

આ પછીનો કેટલોક વખત તેમણે વેદોના અભ્યાસમાં ગાળ્યો અને એ સંબંધમાં તેમના વીદ્વતાપુર્ણ લેખો વાંચી સર્વે તદ્દન નવીન પરંતુ આકર્ષક વીચારમાળાથી તાજુબ થયા. એ લેખો લંડન ખાતે ૧૮૯૨ માં મળેલી પુર્વના સમર્થ વીચારકોની કોંગ્રેસ સન્મુખ મોકલવામાં આવ્યા હતા.

## ચુનંદા વકીલ.

અહીં એક બનાવ યાદ કરવો ખાસ આવશ્યક છે. વડોદરા વાળા રાવ સાહેબ એન. એસ. બાપટપર કેટલી છેતરપીંડી કરવાનાં ગંભીર તોહમતો મુકવામાં આવ્યા હતા. તેઓ તેમના એક અંગત મીત્ર હોવાથી તેમને મી૦ તિલકે એવો તો બાહોશીથી બચાવ કર્યો કે આખરે મી૦ એન. એસ. બાપટને નીર્દોષ જાહેર કરવામાં આવ્યા હતા. તે દીવસથી મી૦ તિલકની એક ચુનંદા વકીલ તરીકેની નામના ચારે તરફ પ્રસરી રહી.

રાજ્યદ્વારી વીષયોમાં આગળ પડતો ભાગ લેતાં તેઓ હીંદી પ્રજાકીય કોંગ્રેસમાં જોડાયા, તે મંડળની ડક્કન સ્ટેન્ડીંગ કમીટીના તેઓ વર્ષો સુધી સેક્રેટરી રહ્યા હતા. એઓએ પ્રોવીનશીયલ કોન્ફરન્સની પહેલી પાંચ બેઠકો ભરવામાં તેમનો ભાગ મુખ્ય હતો આમાંની પહેલી જે પુના ખાતે ઓન મી૦ પી. એમ. મહેતાના પ્રમુખપણા નીચે મળી હતી તે અસાધારણ રીતે ફતેહમંદ ઉતરી હતી. મી૦ બાળ ગંગાધર તિલકને એ વખત મુંબઈની ધારાસભાના એક સભ્ય તરીકે ચુંટી કહાડવામાં આવ્યા હતા. મુંબઇ યુનીવર્સીટીના અમુક વખત સુધી તેઓ ફેલો પણ રહયા હતા, પુનામાં મ્યુનીસીપલ કાઉન્સીલ તરીકે તેમણે બહુ અચ્છું કામ બજાવ્યું હતું.

## ગ્લોબ પત્રે લીધેલું પાયશ્ચીત.

સને ૧૮૯૭ ની સાલમાં લો. તિલકપર રાજ્યદ્રોહનો મુકદમો ચાલ્યાથી વાલાયતના ગ્લોબ પત્રકારે તેને પોતાના પત્રમાં બંડખોર કહી હલકો પાડયો તેથી તે પત્ર પર તિલકે વીલાયતમાં દાવો માંડી આખરે તેને માફી મંગાવી હતી.

## ૧૮૯૬ નો દુકાળ અને પ્લેગ.

મુંબઇ ઇલાકામાં ૧૮૯૬ માં સખ્ત દુકાળ પડ્યો હતો એ વખતે મી૦ તિલકની પ્રસંશનીય લોકલાગણી સર્વેને જાણવામાં આવી, પુનામાં ગરીબ લોકોને સસ્તે ભાવે દાણા પુરા પાડનારી દુકાનો સ્થાપવામાં આવી જેને પરીણામે કેટલાંક તોફાનો થતાં બચી ગયાં. શોલાપુર અને નાગપુરના રહેવાસીઓની દુઃખજનક હકીકત સાંભળી મી૦ તિલક તરતજ એ સ્થળોએ પહોંચી ગયા હતા અને સરકારે સાથે મળી લોકોને રાહત આપવાના તારીફ લાયક કાર્યો કર્યાં હતાં.

પુનામાં જ્યારે દુકાળના ભયાનક સ્વરૂપે દેખાવ દીધો ત્યારે ઘણાએક રાજ્યદ્વારીઓ એ સ્થળ બ્હીકના માર્યા છોડી ગયા, મી૦ તિલકે એ વખતે પુનાના લોકોને અનેક જાતની મદદો આપવામાં કાંઇ પણ બાકી રાખ્યું નહીં.

મી૦ તિલકને લાગ્યું કે પોતાના દેશબાંધવોમાં નવીન જુસ્સો પ્રેરનાર કોઇ પણ વ્યકતી હોય તો તે શીવાજી મહારાજ હતા. જેમ લોર્ડ કલાઇવની યાદગીરી અમર બનાવવા લોર્ડ કર્ઝને પ્રયાસો કર્યા હતા, તેમ તેમણે રાયગઢ ખાતે આવેલી શીવાજીની કબરનું સમારકામ ચાલુ કરવાની અને દર વર્ષે 'શીવાજી ડે' ઉજવવાની હીલચાલ ચાલુ કરી.

સન ૧૮૯૬ માં મુંબઇમાં પ્લેગ ફાટી નીકળ્યો અને પુનામાં પણ તેણે પ્રવેશ કર્યો. આ આપત્તિ અણધારી અને તદ્દન નવી હોવાથી બધા લોકો ગભરાઇ ગયા. સરકારને પ્લેગ સામે શાં પગલાં લેવાં એ સુઝયું નહિ અને તેથી 'સેગ્રીગેશન' 'ક્વોરેન્ટાઇન' વગેરે સખ્ત ઉપાયો લેવામાં આવ્યા, વળી તેનો ઠીક અમલ કરવા માટે લાગણી અને સભ્યતા વગરના ગોરા સિપાઇઓની યોજના થઇ. પ્લેગના ત્રાસ કરતાં આ સોલ્જરોની જડતીનો કેર લોકોને વધારે અસહ્ય થઇ પડી અને સર્વત્ર હાહાકાર વર્તી ગયો. જેને જેમ ફાવ્યું તેમ સઉ નાઠા, પણ તિલકે આવા પ્રસંગે ગામ છોડયું નહિ. ગામમાં રહીને એક તરફથી લોકોને મદદ કરવા લાગ્યા અને બીજી તરફથી સરકારની ઉપાય કરતાં અપાય કરનારી વિવેક શૂન્ય સખ્તાઇથી થતો પ્રજાક્ષોભ કેસરી દ્વારા વ્યક્ત કરતા. તિલકે મહારાષ્ટ્રમાં મરકી યાહોમ ત્રાસ વરતાવી રહી હોવાથી ૧૮૯૭ માં શિવાજી ઉત્સવ શીવાજીના જન્મ દીવસે નહી પણ તેમનો રાજ્યા-

બીષેક જે દીવસે થયો તે દીવસે એટલે કે ૧૩ મી જુને ઉજવ્યો. તે દિવસે એક જબરદસ્ત સરઘસ કહાડવામાં આવ્યું હતું અને પ્રાર્થ-નાઓ કરવામાં આવી હતી. આ સર્વેનું બ્યાન ૧૮ મી જુનના કેશરીમાં કરવામાં આવ્યું. એંગ્લો-ઇન્ડીઅનોમાં ખળભળાટ મચાવ-નાર મી૦ રેન્ડ લેફટનંટ એરર્ટનું ખુન ૨૨ મી જુને થયું. કેશરીમાં લખેલા એક અગ્ર લેખથી ફેલાએલી ઉશ્કેરણીનું આ પરીણામ હતું એમ કહેવામાં આવ્યું અને મુંબઇ સરકારે 'ઓરીએન્ટલ ત્રાન્સલે-ટર' મી૦ બીગને રીતુરી લખાણ કરવા માટે મી૦ તિલકપર કામ ચલાવવાની પરવાનગી આપી.

૨૭ મી જુને પુનામાં નહી પણ મુંબઇમાં મી૦ તિલકને રાત્રે પકડવામાં આવ્યા. તરતજ તેમને વડા પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ સનમુખ હાજર કરવામાં આવ્યા. આ અમલદારે તેમને જામીનગીરીપર છુટા કરવાની એકે અરજ કબુલ રાખી નહીં, હાઇકોર્ટને પણ આ સંબં-ધમાં અપીલ કરવામાં આવી હતી તેનો પણ મી૦ તિલકને ન છોડ-વાનો અભીપ્રાય જાહેર કરવામાં આવ્યો હતો હાઇ કોર્ટમાં મી૦ તિલકે ૨ જી ઓગસ્ટે તપાસ માટે હાજર રહેવાનું કહેવામાં આવ્યું તેમને જામીનપર મુક્ત કરવાની એક બીજી અરજ મી૦ દાવરે ( એ પછી જજ થએલા ) મી૦ જસ્ટીસ તૈયબજીને કરી હતી પણ તેની વીરૂદ્ધમાં સરકાર પોતે ગઇ હતી. પરંતુ ઈંગ્લેંડની ફોજદારી કોર્ટોમાં જે સીદ્ધાંતોને માન આપી કામકાજ કરવામાં આવે છે તે ધ્યાનમાં રાખી મી૦ જસ્ટીસ તૈયબજીએ મી૦ તીલકને જામીનપર મુકત કર્યા આ કેસના સંબંધમાં તેમના કટલાક મિત્રોએ તિલકને માફી મા-ગવાની સલાહ આપી, પણ તેમણે કહ્યું 'સાચી દાનતથી મેં જે કર્યું છે તેને માટે માફી શાની માગું ? ખલાસીનું કામ કરે તે

કોઇક દિવસ સમુદ્રમાં ડુબી પણ મરે. એજ રીતે દેશ સેવા કરવી હોય તો જેલજાત્રાનો પ્રસંગ આવેજ. These are the risks of our trade. માફી માગીને હું દેશની કાંઇ પણ સેવા ન કરી શકું.

આ પ્રસંગે તેમના મિત્ર ઉપર તેમણે લખેલો પત્ર ઘણો અગત્યનો અને મનનિય છે તેથી અમે તેનો ઉતારો નીચે આપીએ છીએઃ—

"બીજો પક્ષ જેથી હું ગુનેહગાર ગણાઉં ને કાર્ય હું કરૂં તેની આશા રાખે છે હું તેમ કરવાને તૈયાર નથી. લોકોમાં મારૂં સ્થાન સંપૂર્ણ રીતે મારાં ચારિત્ર્યપર આધાર રાખે છે. અને જો ફરિયાદ પક્ષથી હું દબી જાઉં તો મારા અંતઃકરણમાં તો હું જાણું છું કે એક પંચ સમક્ષ જો કદિ પણ નબળામાંનું નબળો મુકદમો રજુ થયો હોય તો તે ફરિયાદ પક્ષ તરફથી રજુ થયેલો આ મુકદમો છે—હું ધારૂં છું કે મહારાષ્ટ્રમાં જીવવું તે આંદામાનમાં જીવવા બરોબર છે. આ મુકદમાના ગુણદોષ જોતાં તો મને આમાં વિજય મેળવવાની ખાત્રી છે, જોકે આ પત્રમાં અને મારી તબિયતની હાલની હાલતમાં હું તમને સર્વ કારણો જણાવી શકતો નથી. મને માત્ર મરાઠી નહીં જાણનાર પંચનો ભય છે અને નહિ કે ન્યાયનો. તમે તેમજ હું જાણું છું કે બ્રિટીશ વહિવટ સામે કોઇ પણ પાપી લાગણીનું પેષણ કરવા માટે આપણે અશક્ત છીએ, અને તેથી આપણામાંના કોઇને પણ રાજદ્રોહ જેવા આરોપ માટે દોષિત ઠરાવવું અશક્ય છે. પણ જો આપણે રાજદ્વારી પ્રકરણમાં માથું મારીએ તો આપણે આવાં જોખમ ખેડવાંજ જોઇએ. આપણા ધંધાનાં તો એ જોખમ છે, અને હું તે સામે લડવાને તત્પર છું. જો તમો સબળા સલાહ આપો તો

હું આટલે સુધીજ જવા તૈયાર છું. " હેઓ રાજદ્રોહી છે એમ હું તો માનતો નથી. પણ સરકારના સલાહકારો તેથી ઉલટું માને છે. હું તે માટે દીલગીર છું " પણ સરકારને તેથી સંતોષ થશે નહિ. તેમનો હેતુ તો પુનાના નાયકોને હીણું લગાડવાનો છે, અને હું ધારૂં છું કે જેમ બીજાઓને તેઓએ કાચી નેતર જેવા જોયા છે તેમ તેઓ મને જોશે નહિ. વળી તમારે એ પણ યાદ રાખવું જોઇએ કે અમુક હદ બહાર આપણે બધા લોકોના સેવકો છીએ. એક કટોકટીના પ્રસંગે જો તમો હિમ્મતની શોક કરવા જેવી ખામી બતાવો તો તમો તઓને દગો દેનારા અને નિરાશ કરનારા થશો. પણ તે સર્વ છતાં જ્યારે મારામાં રાજદ્રોહનો ગંધજ નથી ત્યારે તે મારામાં હોવા માટેનો દોષ, એક પ્રમાણિક અને આબરૂદાર પુરૂષ તરીકે, હું કેમ સ્વીકારી શકું ? જો મને શિક્ષા થશે તો મારા દેશબંધુઓની લાગણી મને મારા દુઃખમાં ટેકા આપશે "

આ પત્ર તેમજ તેમનો છેવટનો સંદેશો રાજદ્વારી પ્રકરણમાં તેના ચારિત્ર્યની ચાવી સમાન છેઃ—

" આપણી સામે જે જાતીય સેવાનું કામ પડેલું છે તે એટલું મોટું વિશાળ અને આવશ્યક છે કે હું તે માટે જે કંઈ ઉત્સાહ અને હિમ્મત બતાવી શક્યો છું તેના કરતાં વધારે હિમ્મત અને ઉત્સાહ સાથે તમો સર્વેએ સાથે મળી કામ કરવું જોઇએ. એ એક એવો ધર્મ છે કે જે મુલતવી રાખી શકાય તેવો નથી. આપણી માતૃભૂમી આપણામાંના દરેકને જાગૃત થઇ કાર્ય કરવાને બોલાવે છે. અને હું નથી ધારતો કે તેના પુત્રો એ પોકાર તરફ બેપરવા રહેશે. છતાં આપણી માતૃભૂમિના આ પોકારને સ્વીકારવાને અને તમારા મનમાંથી

સર્વ ભેદભાવોને કાઢી નાંખી જાતીય મનોરથોની મૂર્તિઓ બનવાનો પ્રયત્ન કરવાને વિનંતી કરવાનો હું મારો ધર્મ માનું છું. આ બાબતમાં હરીફાઇ, ઇર્ષા કે ભયને જરા પણ સ્થાન નથી. આપણા પ્રયાસોને ફલિત કરવામાં પ્રભુ મદદ કરશે. અને જો આપણે નહિ તો આવતી પ્રજા તેનાં ફલો ભોગવશે એ નક્કી છે."

## જેલ યાત્રા.

સરકારે એમને દોઢ વર્ષની સજા કરી એટલુંજ નહિ પણ કાયદામાં સરકારે ફેરફાર કરી રાજદ્રોહવાળી કલમ વધારે સખ્ત કરી. આ કેસમાં તેમનો સબળ બચાવ છતાં, એમ કહેવાય છે કે જેલમાં ગયા ત્યારે પહેલે દિવસે એમને એટલું સખ્ત કામ આપવામાં આવેલું કે ઘંટી ચલાવતાં ચલાવતાં તેઓ બેભાન થઇ ગયા. પણ શુદ્ધિમાં આવ્યા કે તરત પાછા કામે વળગ્યા એમણે રાહત ન માગી. રાહત માગવી એ એમને નામોશી ભરેલું લાગતું, એક વર્ષને અંતે તેઓ છુટયા ત્યારે એમના શરીરનું વજન બહુજ ઘટી ગયું હતું. પણ પ્રજામાં એમનું વજન બહુ વધી ગયું હતું. ઘેર આવતાં વાર પાછું કેસરી હાથમાં લીધું, અને પુનશ્ચ હરિ ૐ કરીને લખવા લાગ્યા જયારે તેઓ જેલમાં હતા ત્યારે પાશ્ચાત્ય સંસ્કૃત પંડિત મેક્સમુલરના હાથમાં તેમણે લખેલું 'ઓરાયન' અથવા 'મૃગશિરસ' નામનું પુસ્તક આવ્યું. 'ઓરાયન' ની અંદર જ્યોતિષ શાસ્ત્રની દૃષ્ટિથી વૈદિક કાળનિર્ણયની ચર્ચા હતી. ચોપડી જોઇને મેક્સમુલર ચકિત થયા, મુગ્ધ થયા અને આવા અગાધ પાંડિત્યવાળા વિદ્વાન્ પાસે પોતે કરેલું ઋગ્વેદનું ભાષાન્તર અભિપ્રાયને માટે મોકલવાનું તેમને મન થયું.

પણ ખબર પડી કે ગ્રન્થકર્તા તો જેલમાં છે! એમણે પ્રથમ તો જેલમાં તિલકને પુસ્તકો મળે, વાંચવાનો સમય અને દીવાબત્તી મળે એવી ગોઠવણ સરકાર પાસે કરાવી. પછી એમનીજ દરમ્યાનગિરીને લીધે સરકારને ૭ મહિના પહેલાં તિલકને છોડ્યા.

## જેલમાં વેદાભ્યાસ.

જેલમાં વેદનું નિરીક્ષણ કરતાં એમને સુઝી આવ્યું કે આર્યોનું મૂળ રહેઠાણ ઉત્તર ધ્રુવ તરફ હોવું જોઇએ અને આર્ય લોકો સુમેરૂની આસપાસ રહેતા હતા, એવો ઉલ્લેખ વેદમાં મળી આવે છે એમ એમને લાગ્યું. જેલમાંથી છુટયા પછી 'આર્કિટીક હોમ ઇન ધિ વેદાઝ' એટલે 'આર્યોનું વેદકાળમાં સુમેરૂ તરફનું રહેઠાણ' એ નામનો વિદ્વત્તા અને શોધખોળથી ભરેલો ગ્રન્થ તેમણે બહાર પાડયો તેને લીધે તેમની કીર્તિ યુરોપમાં વિદ્વાન્ મંડળમાં બહુજ થઈ. 'આર્કિટીક હોમ ગ્રન્થ લખતી વેળાએ પારસી લોકોના ધર્મગ્રન્થોનું એમણે અધ્યયન કર્યું. પછી ઇરાન, મેસોપોટેમિયા, ખાલ્ડિયા, સીરિયા, અસીરિયા વગેરે દેશોના પ્રાચીન ઇતિહાસ અને તેમની સંસ્કૃતિ તરફ તેમનું લક્ષ ગયું. અને વૈદિક સંસ્કૃતિ સાથે તેમનું કેટલું સામ્ય છે તે તેમણે કેટલાક વિદ્વાન્માન્ય નિબંધોમાં બતાવી દીધું છે. કેટલાક લોકો તો એમની વિદ્વત્તા જોઇને એમને વિનવતા કે તમે રાજ્યપ્રકરણી ઝગડાઓ છોડી દો અને વિદ્વત્તાથી દુનિયાની ભારેમાં ભારે સેવા કરી શકો છો તે કરો. તેઓ કહેતા 'મારે એ સ્વચ્છન્દ કરવો નથી. દેશને માટે લડવું એજ મારૂં કર્તવ્ય છે. વિદ્વત્તાનું કામ કરનાર પંડિતો હિંદુસ્તાનમાં અગણિત નિર્માણ થશે. આર્યબુદ્ધિ વન્ધ્યા થઇ નથી.' એમના એક સ્નેહીએ એમને પૂછ્યું, 'સ્વરાજ્ય થશે ત્યારે તમે કયા ખાતાના મંત્રી

થશો?' એમણે કહ્યું 'મને રાજ્યપ્રકરણનો કંટાળો છે. સ્વરાજ્ય મળ્યું એટલે હું તો મારે ગણિતનો અધ્યાપક થઇ જઇશ અને નિરાંતે વિદ્યાનંદનો લ્હાવો લઇશ.'

## તિલક અને મુસલમાન.

એજ અરસામાં મુંબઇમાં અને પુણામાં હિંદુ મુસલમાન વચ્ચે નજીવા કારણસર ઝગડો થયો અને ભારે મારામારી થઈ. પુણામાં ઘણાં વર્ષથી હિંદુઓ મહોરમમાં ભાગ લેતા હતા તે બંધ થયા, રમખાણમાં વાંક બન્નેનો હતો એ તિલકે સ્વીકાર્યું હતું પણ વધારે વાંક મુસલમાનોનો હતો એ એમણે જાહેર કર્યું. તેથી તિલક મુસલમાન કોમની સામે છે એવો વહેમ કેટલાક મુસલમાનોના મનમાં પેસી ગયો, પણ તે ખોટો હોવાથી કાળે કરીને નિકળી ગયો. તિલક મુસલમાનની વિરૂદ્ધ છે એ અમારી માન્યતા ભુલ ભરેલી હતી, એમ ખિલાફત ડેપ્યુટેશનવાળા સૈયદ હુસેને જાહેર રીતે સ્વીકાર્યું છે. કેમ કે લખનૌની કોંગ્રેસમાં હિંદુ મુસલમાન વચ્ચે વિરોધ અને શંકા ન રહે એટલા માટે જે અધિકાર વિભાગ કરવામાં આવ્યો તેમાં મુસલમાનો જેટલું માગતા હતા તેટલું બધુંએ આપવાની સલાહ તિલકે પોતે આગેવાનોને આપી. 'પ્રથમ દેશનો વિચાર થવો જોઇએ; હું હિંદુ છું કે મુસલમાન એ ભેદ દેશહિતનો વિચાર કરતાં મનમાં ન આવવો જોઇએ' એ એમનું તે વખતનું પ્રસિદ્ધ વાક્ય છે.

## હિંદુ ઉત્સવ અને સ્વદેશીની ચળવળ.

પુણામાં હિંદુ મુસલમાન વચ્ચે જે અણબનાવ ઉત્પન્ન થયો તે ધર્મ વિષેની સંકુચિત કલ્પનાને લીધે થયો હતો એ જોઇને તેમજ હિંદુઓને પણ મહોરમને બદલે ઉત્સવ કરવાનું કાંઇ પણ સાધન

મળે એ હેતુથી પણ એમણે ગણેશ ઉત્સવ શરૂ કર્યો. ગણપતિ ઉત્સવમાં સ્વયંસેવકોના અને બીજા નવ યુવકોના મેળાઓ ભજન ગાય છે, વિદ્વાન નેતાઓ ધાર્મિક સામાજીક અને કોઇવાર રાજકીય વિષયની ચર્ચા કરે છે અને આવી રીતે લોકોને જમાનાને અનુકુળ કેળવણી મળે છે. જેમ ગણેશ ઉત્સવથી ધાર્મિક જાગૃતિ થઈ તેમજ ગણેશ ઉત્સવ પહેલાંજ દેશાભિમાન અને સ્વાભિમાન જાગ્રત કરવા માટે તિલકે શિવાજી—ઉત્સવ શરૂ કર્યો. એ શિવાજી—ઉત્સવથી પણ લોકજાગૃતિ ખુબ થઇ છે. આ બન્ને ચળવળને ;લીધે સ્વદેશીનો પ્રચાર મહારાષ્ટ્રમાં ખુબ થયો અને શિક્ષિત અશિક્ષિત વચ્ચેનો ભેદ ઓછો થતો ગયો. શિવાજી ઉત્સવને લીધેજ જુનો ઇતિહાસ તપાસવાની વૃત્તિ વધી અને કેટલાક વિદ્વાનોનું ' ભારત ઇતિહાસ સંશોધક મંડળ ' તૈયાર થયું.

## તાઇ મહારાજ કેસ

દખણના રાજવંશી કુટુંબોમાંના એક અને પુનાના એક પહેલા વર્ગના સરદાર શ્રી બાબા મહારાજ મરણ બીછાને હતા ત્યારે તેમણે કેદખાનામાંથી થોડાજ વખતપર છુટેલા મી૦ તિલકને તેડાવ્યા, અને પોતાના વીલના તેમને એક્ઝીક્યુટર તરીકે નેમ્યા.

પોતાના મીત્રના કુટુંબને ભવીષ્યમાં સુખ થાય એ ભલી નેમોથી ઉપાડી લીધેલી ભારે જવાબદારીને લીધે મી૦ તિલકપર ૧૯૦૧ થી ૧૯૦૪ સુધીમાં જાણે કે આફતના વાદળો તુટી પડયાં મી૦ તિલકે એ મહારાજાના એસ્ટેટની ઝડપથી યોગ્ય વ્યવસ્થા કરવા માંડી અને એક છોકરો વારસ તરીકે દત્તક લેવાનો નીશ્ચય કર્યો. મહારાજાની વીધવાના કેટલાક સલાહકારોએ તેણીને મી૦ તિલક સામે ઉશ્કેરવાના પ્રયાસો કરવા માંડયા. ૧૯૦૧ ના જુનની ૧૮ મી તારીખે

તેઓ સર્વે ઔરંગાબાદ ગયાં અને કોઈ બીજા રાજકુટુંબના એક નબીરાને વારસ તરીકે દત્તક પણ લેવામાં આવ્યો. ત્યાંથી પાછા ફરી મહારાજાની વીધવાએ પોતાના પતીના વીલ–મુજબ કાર્યો ન કરવાનો મી૦ તિલકપર પુનાના ડીસ્ત્રીકટ જજ મી૦ એસ્ટન સન્મુખ આરોપ મુકયો. ડીસ્ત્રીકટ જજે મી૦ તિલક અને બીજા એકઝીકયુ- ટરો મરહુમ મહારાજાના વીલની વ્યવસ્થા કરવાની સત્તા લઈ લીધી લુચ્ચાઈ અને ઠગાઈ કરવાના અને બીજા સાત ગંભીર આરોપ તેમની સામે મુકયા હતા. આ સંબંધમાં પુનાની હાઇ કોર્ટમાં તેમની સામે કામ ચલાવવામાં આવ્યું હતું, અને મેજીસ્ટ્રેટે તેમને દોષપાત્ર ઠરાવી ૧૮ મહીનાના કેદની સજા કરી હતી. સેશન્સ જજ મી૦ લ્યુકાસે તેમાં ઘટાડો કરી ૭ મહીના કર્યા હતા. જજે એમ ટીકા કરી કે મી૦ તીલકની વર્તણુક કોઇ પણ રીતે વાંધા ભરેલી ન હતી. છેવટ સરકારે તેમની સામેના તહોમત ખેંચી લેવાનું દુરસ્ત ધાર્યું હતું. આ લાંબી દુઃખજનક તપાસને અંતે મી૦ તિલક નીર્દોષ તરીકે જાહેર થયા હતા.

૧૯૦૪ માં યુનિવર્સિટી એકટ પસાર થયો અને સરકારે કેળ- વણી ખાતું ઉચ્ચ કેળવણી સુદ્ધાં પોતાના અંકુશ તળે વધારે આણ્યું. ૧૯૦૫ માં બંગભંગ થયો. બંગાળીઓએ અરજીઓ, સભાઓ વગેરે જેટલું થઈ શકે તેટલું કર્યું અને આખરે સ્વદેશી અને બહિ- ષ્કારની મહારાષ્ટ્રી ચળવળ ઉપાડી લીધી. સ્વાભાવિક રીતેજ બંગાળી લોકોને પહેલવહેલી સહાનુભૂતિ મહારાષ્ટ્ર તરફથી મળી. સરકાર તો એમજ માને છે કે અત્યાચારનો ઉપદેશ પણ બંગાળાને પુના તરફ થી મળ્યો છે. સ્વદેશી, બહિષ્કાર, રાષ્ટ્રીય મૂલમંત્ર બધે ફેલાયો, તિલકે આને ચતુઃ સૂત્રી કહી.

## સુરત કોન્ગ્રેસ.

બંગાળાના રાષ્ટ્રીય આગેવાનો સ્વરાજ્યનો અર્થ પૂર્ણ સ્વાતંત્ર્ય કરતા બહિષ્કારનો અર્થ પણ અંગ્રેજી રાજ્ય અને અંગ્રેજી રાષ્ટ્ર સાથે પરિપૂર્ણ અસહકાર એવો કરતા. તે ઉપરથી ઘણા નરમ આગેવાનોને એમ લાગ્યું કે કોન્ગ્રેસને માટે એક બંધન ( creed ) રાખવું જોઇએ, તિલકને લાગ્યું કે આવું બંધન એક રીતે અત્યાર સુધી સૌ સ્વેચ્છાએ માનતું આવ્યુંજ છે છતાં સોગન સાથે સહી કરીને તે સ્વીકારવામાં એક જાતની માનહાનિ છે અને દેશના બધા પક્ષોને કોન્ગ્રેસમાં સ્થાન લેવા દેવામાં એ અગવડ રૂપ થાય માટે તેમણે તે પસંદ કર્યું નહિ, પણ સુરતમાં કોન્ગ્રેસમાં ભાગલા પડ્યા.

## બંગાળાના ભાગલા.

બંગભંગને લીધે સ્વાવલંબનનો માર્ગ સ્વીકારનાર પ્રજા ઉપરનો એક તરફથી કે[redacted]અંકુશ દૂર થયો તેજ વખતે બીજી તરફ સરકારે દંડનીતિ અખ[redacted]. એને પરિણામે બંગાળમાં યુરોપનું આસુરી હથિયાર એટલે કે બોંબ-અવતીર્ણ થયું. આ પરિસ્થિતિને માટે "દેશમાં દુરદૈવ" એ મથાળા નીચે એક અગ્રલેખમાં તિલકે સરકારની દુષ્ટ નીતિનેજ જવાબદાર ગણી. મહારાષ્ટ્રમાં બંગાળ વિષે સંપૂર્ણ સહાનુભૂતિ હતી પણ તિલકના દૂરંદેશી ધોરણને લીધે અત્યાચારની પ્રવૃત્તિ રોકાઇ હતી. એજ અરસામાં સ્વદેશી અને બહિષ્કારની ચળવળ સાથે મદ્યપાનનિષેધની ચળવળને જોર આપીને પ્રજાનું જીવન વિશુદ્ધ કરવાનો તેમણે પ્રયત્ન કર્યો. તે પણ સરકારને ગમ્યો નહિ. દારૂનાં પીઠાં આગળ લોકોને ઉપદેશ કરનાર સમાજ સેવકોને સરકારે દબાવી દીધા. તિલકે મદ્યપાનનિષેધકની ચળવળ

મુંબઈના મિલમજૂરોમાં પણ ચલાવી તેથી ઘણીજ લોકજાગૃતિ થઈ. લોકમાન્ય મિલમજૂરોને કહેતા કે 'તમે અજ્ઞાનમાં અને વ્યસનમાં શા માટે સબડો છો? તમારૂં જીવન સુધારો તો મુંબઈમાં તમે ત્રણ લાખ છો. મુંબઈ તમારી છે. જીવન સુધારો, સંપ કરો, અને હાલની સ્થિતિ જાણી લ્યો.' આ શુદ્ધ હિલચાલ પણ સરકારને ભારે લાગી તિલકને લીધે મહારાષ્ટ્રમાં અત્યાચાર આવતો અટકયો હતો પણ સરકારને એથી ઉલટુંજ ભાસ્યું. દેશના તેમજ સરકારના દુર્ભાગ્યે તિલકના "દેશનું દુર્દૈવ" એ લખાણમાં સરકારને રાજદ્રોહ જડયો.

## મુંબઈ હાઈકોર્ટનો યાદગાર કેસ.

તિલકપર કામ ચલાવવાની સત્તાવાર પરવાનગી ૨૩ મી જુને આપવામાં આવી અને ૨૪ મી જુને સાંજે ૬ વાગે તેમને ચીફ પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટે બહાર પાડેલા એક વોરંટના મદદથી સરદાર ગૃહમાંથી પકડવામાં આવ્યા આ વખતે તિલક તેમના મિત્ર મી૦ ખાંજપે ઉપર મુકાયેલા દેશદ્રોહના આરોપના બચાવ માટે મદદ કરવા મુંબઈ આવેલા હતા.

તેજ દીવસે પુનામાં તેમના રહેઠાણ અને ઓફીસની ઝાપતી તપાસ થઈ. ફાટી નીકળે એવા બંબગોળાઓ સંબંધમાં લખાએલાં બે પુસ્તકોનાં નામો લખેલા એવું એક કાર્ડ મળી આવ્યું. પાછળથી તેમની તપાસ વખતે એ કાર્ડનો બહુ ઉપયોગ કરવામાં આવ્યો હતો. ૨૮ મી જુન પછી મી. તિલકને મુંબઈની ડોંગરી જેલમાં રાખવામાં આવ્યા. જો જામીનપર તેમને છુટા કરવામાં આવ્યા હોત તો તેઓ પોતાના બચાવના કેસમાં બહુ સબળ મુદ્દાઓ એકઠા કરી શક્યા હોત. મી. જસ્ટીસ દાવર સન્મુખ બેરીસ્ટર મી. ઝીણાએ તેમને જામીનપર છોડવાની અપીલ કરી હતી પણ જે આને લાગ-

વામાં આવી નહોતી. ફરીયાદ પક્ષે એક સ્પેશીયલ જ્યુરીની માગણી કરી હતી જે કબુલ રાખવામાં આવી હતી. મી. બેપ્ટીસ્ટા તે ઠરાવથી વિરૂદ્ધ ગયા હતા કારણ કે જ્યુરીમાં મોટી સંખ્યા યુરોપીઅનોની હતી. કારણ કે એ લોકો જે ભાષામાં અગ્રલેખો લખવામાં આવ્યા હતા તે સમજી શકે નહીં. પણ આ વીરોધનું કાંઇ વળ્યું નહોતું.

૧૩ મી જુલાઇએ હીંદના રાજ્યદ્વારી ઇતિહાસમાં હમેશ માટે યાદગાર રહી જનાર મુંબઇ હાઇકોર્ટનો કેસ ચાલુ કરવામાં આવ્યો મી. તિલકે પોતેજ પોતાનો બચાવ કર્યો હતો. સાત યુરોપીઅનો અને બે પારસીઓની જ્યુરી રચવામાં આવી હતી. તપાસ અઢી દીવસ સુધી ચાલી. મી. તિલકે પોતાનો બચાવ ૨૧ કલાક સુધી લાંબુ વીવેચન કરી કર્યો હતો. હીંદનાં વર્તમાનપત્રોની સ્વતંત્રતાનો એ ભાષણમાં અત્યંત કુશળતાથી બચાવ કરવામાં આવ્યો હતો.

જ્યુરીના સાત યુરોપીઅનોએ બહુ મતીએ તિલકને આરોપી પુરવાર કર્યા અને જજે પણ તેઓનો ઠરાવ કબુલ રાખી તિલકને છ વર્ષના દેશનીકાલની અને ૧ હજાર રૂપીઆની દંડની સજા કરી. સજા જાહેર કરતાં જજે જ્યારે મી. તિલકને પુછ્યું કે તમારે કાંઇ કહેવાનું છે ત્યારે જવાબમાં આ વીર પુરૂષનું ઉમદા સ્વદેશાભીમાન દાખવનારા જે યાદગાર શબ્દો ઉચ્ચારવામાં આવ્યા હતા તે હીંદીઓ કદીપણ ભુલી નહીં જાય તેવાં હતાં.

"In spite cf the verdict of the Jury I maintain that I am innocent. There are higher powers that rule the destinies of Nations than this tribunal and it may be the will of Providence

that the cause which I represent may prosper more by my suffering than by my remaining free."

" જ્યુરીએ મત જાહેર કરી દીધો હોવા છતાં હું જાહેર કરૂં છુ કે હું નીર્દોષ છું, અનેક બાબતોનું ભવીષ્ય ઘડનારી એક મહાન સત્તા પણ છે એ કોઇએ ભુલવાનું નથી અને એમ કાં ન હોય કે જે ઉન્નત આદેશ હું સર્વેને સમજાવવા માગું છું તે મારા સ્વતંત્ર રહેવા કરતાં મારા દુઃખી થવાથી વધુ સ્પષ્ટતાથી અસર ફેલાવી શકે." ' વ્યક્તિઓનું અને રાષ્ટ્રોનું ભાગ્ય આ ન્યાયમંદિરના કરતાં વધુ ઉચ્ચ વ્યક્તિઓ શક્તિઓના હાથમાં રહે છે અને જે સિદ્ધાંતને માટે હું લઢું છું તેનો ઉત્કર્ષ મારા છુટાપણાના કરતાં મ્હારા કારાગ્રહવાસથીજ કરવાની એ જગન્નયંતાની ઇચ્છા હશે એમ કહીને તે મહાત્માએ હાઇકોર્ટે કરેલી સજા સ્વીકારી અને સાથેજ લોકમાન્યની આ તપશ્ચર્યાથી સ્વરાજ્યનો મંત્ર દરેક હિંદવાસીના હૃદયમાં સ્ફુરવા લાગ્યો. ૭ વરસની આ તપશ્ચર્યાનું બીજું ફળ ' ગીતા રહસ્ય ' એ સાહિત્ય રત્ન છે તીલકને સજા કરીને જે પરિણામ લાવવાની ઇચ્છા સરકારે રાખી હતી તેથી ઉલટું પરિણામ આવ્યું. તિલકની પ્રેરણા અને અંકુશ નષ્ટ થતાંજ મહારાષ્ટ્રના નવયુવકો નિરંકુશ થયા અને જે અત્યાચાર તિલકને સજા કરીને સરકાર અટકાવવા માગતી હતી તેજ અત્યાચાર મહારાષ્ટ્રમાં ફાટી નિકળ્યો. નાશિકમાં કાવતરૂં ઉભું થયું. કલેકટર જેકસનનું ખુન થયું અને અનર્થ પરંપરાનો પ્રવાહ વહેવા લાગ્યો. લગભગ પૂરે ૭ વરસે ઉમ્મરમાં વૃદ્ધ, શરીરે ક્ષીણ પણ ઉત્સાહમાં તરૂણ

એવા લોકમાન્ય કર્મયોગનો સંદેશો લઈ પાછા આવ્યા. એ સંદેશો હિંદુસ્થાનની લગભગ બધી ભાષાઓમાં ફેલાયો.

સ્વરાજ સંઘ.—કર્મયોગના આચાર્યે 'સ્વરાજ્ય સંઘ' ની સ્થાપના કરી અને દેશમાં સ્વરાજ્યની અદ્‌ભૂત પૂર્વ હિલચાલ શરૂ થઇ. રાષ્ટ્રમદથી અંધ થએલાં યુરોપીઅન રાષ્ટ્રોમાં યુદ્ધ શરૂ થયું અને હિંદુસ્થાન અણીના પ્રસંગે વફાદાર રહેશે કે નહિ એની બ્હીક સામ્રાજ્યને લાગી. તે વખતે બ્રિટિશ સામ્રાજ્યની સાથે રહેવામાં હિંદુસ્થાનનું હિત છે એમ જાહેર કરી તિલકે સામ્રાજ્યની ભારેમાં ભારે સેવા કરી છે. છતાં શંકાખોર સરકારને તીલકના ભાષણોમાં રાજદ્રોહજ દીસી આવતો. ફરી એકવાર સરકારે તિલક ઉપર નોટીસ કાઢી પણ આ વખતે હાઈકોર્ટને તિલકના નિર્દોષીપણાની ખાત્રી થઇ અને તેઓ છુટયા.

## ડાયમંડ જ્યુબીલી.

ઘણા વખતથી લો. તિલકના મીત્રો તથા કેટલાક લોકો તેમની અન્યન દેશભકિત જોઈ શુભ અવસર સર ભેટ તથા માનપત્ર અર્પણ કરી કૃતજ્ઞતાવ્યક્ત કરવી જોઇએ. એમ સમજી તેમના ૬૦ વરસ પુરા થવાના શુભ પ્રસંગે નકી કર્યું. રવીવાર તા. ૨૭ મી જુલાઇ ૧૯૧૬ ની સાંજરે સામહોન શીલ કરવામાં આવ્યો હતો અને માનપત્ર તથા રોકડ લાખ રૂપીયાની રકમ તેમને અરપણ કરી. લો. તિલક તે રકમ દેશ કાર્યમાં વાપરવા માટે સ્વીકારી હતી.

તા. ૨૧ મી એપ્રીલ ૧૯૧૬ ના દિવસે બેલ ગામમાં ભારતીય સ્વરાજ્ય સંઘ નામની ધ્વજા તીલકે ચઢાવી અને થોડા દીવસમાં આખા ભારતવર્ષમાં સ્વરાજ્યની શાખાઓ ખોલવામાં આવી આ સ્વરાજ્યની કલ્પના લોકોના અંતઃકરણમાં પેદા કરવ માટે તેઓએ

પ્રથમ બેલ ગામમાં અને અહમદ નગરમાંથી વ્યાખ્યાનોની શરૂઆત કરી. રાજ્યધોરણમાંની ખામીઓ, પક્ષપાતી કરેલા કાયદાઓ, અમલદારવર્ગનું સ્વછંદીપણું, લોકમત તરફ બેપરવાઇ અને બીજી પણ કેટલીક બાબતો વીશે ટીકા કરી હતી. અમલદારોને તિલકના શબ્દોમાં કહીએ તો નોકર શાહીને તીખા મરચા જેવા લાગતા હતા. આ ટીકાથી તિલકની જામીનગીરી લેવાઇ હતી પણ આખરે હાઇકોર્ટે અપીલમાં રદ કરી હતી. વળી પંજાબના નોકર શાહીને ધાસ્તી લાગવાથી ડીફેન્સ ઓફ ઇંડીયાની રૂએ પંજાબ જવાની મનાઇ કરવામાં આવી હતી. આખરે સ્વરાજ્યની ચળવળ મજબુત થઇ અને ૨૦ મી ઓગસ્ટે પારલામેંટમાં જાહેરનામામાં ખુલ્લુ જણાવવામાં આવ્યું છે કે હિંદુસ્તાનજ તે સ્વરાજ્ય સંઘીના મુખ્યસંસ્થાપક લો. તિલકની ચળવળનો આખરે સ્વીકાર થયો.

## ઉપસંહાર.

ત્યાર પછીનો ઇતિહાસ સાવ તાજો છે સૈન્ય ભરતી વિષેના એમના પ્રયત્નો, પંજાબ દિલ્હી તરફ જવાની એમને થએલી મનાઇ, મોન્ટેગ્યુની મુલાકાત, વિલાયત જવાની મનાઇ પણ આખરે મળેલી પરવાનગી. વિલાયતમાં બજાવેલું કામ વગેરે સર્વ વસ્તુઓ હજુ ગઇ કાલના જેટલી તાજી છે. તિલકની આખી જીંદગી લડવામાંજ ગએલી છે. એક પત્રકારે કહ્યું છે તે પ્રમાણે "મરણેજ તેમને પહેલી શાંતિ આપી." તેમનું ખાનગી જીવન અત્યંત સાદુ અને પવિત્ર હતું. તેમની રાજકીય પ્રવૃત્તિ જોશભરી અને લડાયક હતી. આ લડાઇ પાછળ એમણે જીંદગીમાં મેળવેલી બધી સંપત્તિ ખરચી અને જે નિષ્કંચન સ્થિતિમાં એમણે જીવનની શરૂઆત કરી તેજ સ્થિતિમાં તેઓએ આ દુનિયા છોડી એમ કહીએ તો તેમાં અતિશયોક્તિ

નહિ ગણાય. તેઓ અખાડામાં ઉતરે ત્યારે કોઇ પાસેથી દયા માગે નહિ, કોઇના ઉપર દયા કરે નહિ છતાં એમના મનમાં દ્વેષ ટકતોજ નહોતો આગરકર સાથે વિરોધ કર્યો પણ અંતકાળની સેવા કરવા પોતે હાજર હતા. ભાંડારકર ઉપર પ્રહાર પણ કરતા પણ ભાંડારકરની કદર કરીને તેમની સાથે શિષ્યભાવ પણ રાખતા. ગોખલે જોડે એમને કોઇ દિવસ બન્યું નહિ પણ ગોખલેએ ૧૯૦૪,૫ માં વિલાયતમાં જે હિંદની સેવા બજાવી તેની કદર કરવા માટે પુના શહેર તરફથી તેમને સાર્વજનિક અભિનંદન આપવામાં તિલક પોતેજ પ્રમુખ હતા. તિલકના રાજકીય મતો કેવા હતા એ તપાસવાનું આ સ્થાન નથી. તેમના મતોથી હિંદી દુનીયા પરિપૂર્ણ પરિચિત છે. કોઇ માણસ ન જાણતો હોય તો તે તિલકનો દોષ નથી. પોતાના મતનો પ્રચાર કરવાની તિલકની શકિત અને કળા પરમેશ્વર અલૌકિક હતી. તેમની વિદ્વત્તાનો સાક્ષાત્કાર આખી દુનીયાને થયો છે, પણ તેઓએ પોતાની આખી વિદ્વતા હિંદી લોકોના મોક્ષને માટે જન્મભૂમિને ચરણે અર્પણ કરી હતી. સ્વરાજ્ય એ એમનાં જીવનનો ધ્રુવતારો હતો. પુરૂષાર્થી કર્મયોગ એ એમના જીવનનો આધાર સ્તંભ હતો. તેઓ બુદ્ધિમાં બ્રાહ્મણ અને વૃત્તિમાં ક્ષાત્રિય હતા. તેઓ હિંદી જાગૃતિના જનક આધુનિક મહારાષ્ટ્ર પંચપ્રાણ રાષ્ટ્રીય પક્ષના અધ્વર્યુ સ્વરાજ્યમંત્રના ઋષિ, નોકરશાહીના વૈરી અને હિંદ દેવીના અનન્ય ઉપાસક હતા, હિંદુસ્થાનવાસી આપણે એમના જીવન ઉપરથી સ્વદેશ સેવાની દીક્ષા લઇને સ્વરાજ્યના અધિકારી થઇશું ત્યારેજ એમના પરાક્રમી આત્માને શાંતિ મળશે અને ત્યારેજ એમનું જીવન સફળ થશે. સ્વપ્રયત્નથી માણસ જેટલું જીવનસાફલ્ય મેળવી શકે છે તેટલુંજ તેમણે પરિપૂર્ણ મેળવેલું છે. (ગુજરાતી જુદાં જુદાં વર્તમાનપત્રો પરથી)

